## આપણા બાલ સાહિત્યકારો

### આ શ્રેણીમાં પ્રગટ થયેલા પુસ્તકો






કુમકુમ પ્રકાશન

મામુનાયકની પોળ સામે, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧

આવરણ • દીપક પ્રિન્ટરી • અમદાવાદ-૧ • ફોન : ૩૬૩૬૩૫






# ગિજુભાઈ




કુમકુમ પ્રકાશન

મામુનાયકની પોળ સામે, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧

બાલસાહિત્યના લેખકોના જીવનચરિત્રની શ્રેણી

○ આપણા બાલસાહિત્યકારો : સંપાદક ધીરજલાલ ગજ્જર



○ પ્રથમ આવૃત્તિ : જાન્યુઆરી ૧૯૮૧

○ મૂલ્ય : બે રૂપિયા પચાસ પૈસા

○ પ્રકાશક : બાબુભાઈ જીવરામ જોષી
કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ સામે
ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦૦૦૧

○ મુદ્રક : દિનકરરાય અંબાશંકર ઓઝા
શ્રી અંબિકા પ્રિન્ટરી
રાયપુર, કોઠની પોળ, અમદાવાદ-૩૮૦૦૦૧

# આપણા બાલસાહિત્યકારો

સંપાદક : ધીરજલાલ ગજ્જર

## ૧. ગિજુભાઈ

## બાલસાહિત્યકારો શ્રેણી વિષે

ગુજરાતી સાહિત્યમાં અમારા તરફથી પ્રગટ થયેલી ગુજરાતી ગ્રંથકાર શ્રેણીને આજ સુધી વાચકોનો ખૂબ જ ઉમળકાભેર આવકાર મળેલો છે, જેથી બાળકોને ઉપયોગી થઈ રહે તે હેતુથી જ અમોએ આપણા બાલસાહિત્યકારોની શ્રેણી પ્રકાશિત કરી છે.

આ શ્રેણીમાં ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત તમામ બાલસાહિત્યકારો વિષેની જાણકારી આપવામાં આવશે. અત્યારે આ શ્રેણીમાં કેટલીક પુસ્તિકાઓ પ્રગટ કરી છે અને ક્રમે ક્રમે ગુજરાતના તમામ બાલસાહિત્યકારોને આવરી લેવામાં આવશે. આશા રાખીએ છીએ કે આ શ્રેણીને સારો એવો આવકાર મળશે.

પ્રકાશક

# ગિજુભાઈ

## (૧)

શ્રી ભગવાનજીભાઈ બધેકા!

જાતે બ્રાહ્મણ અને કર્મે શિક્ષક!

તેઓ થોડુંઘણું ભણેલા એટલે પ્રાથમિક શાળામાં શિક્ષક થયા.

પરંતુ શિક્ષક તરીકે તેમને થોડીઘણી આવક થાય એટલે તેઓ વધુ કમાવા માટે મુંબઈ ગયા.

ત્યાંથી ખંભાત ગયા.

ખંભાતમાં તેઓ એક કૉન્ટ્રેક્ટરના ભાગીદાર બન્યા.

અને ધગશ એટલી બધી હતી કે તેઓએ અંગ્રેજી શીખવાનું શરૂ કર્યું.

કાયદાનાં પુસ્તકો વાંચીને તેઓ દેશી વકીલ બન્યા.

ખંભાતમાં એમણે થોડો સમય વકીલાત કરી અને પછી તેઓ વળા આવ્યા.

આ ભગવાનજીભાઈ બધેકાને એક પુત્ર થયો.

એમનું નામ ગિજુભાઈ.

ગિજુભાઈનો જન્મ એમના મોસાળમાં ચિત્તળ મુકામે ૧૫મી નવેંબર ૧૮૮૫ના રોજ થયો.

તેઓ એમના પિતાનું પ્રથમ સંતાન એટલે ખૂબ લાડકોડથી ઊછરવા લાગ્યા.

અને તેઓ 'નાનકો'ના લાડકા નામથી ઓળખાતા.

એમનું મોટું કપાળ, માંજરી આંખો, વાંકડિયા વાળ, અણિયાળું નાક, એવાં ભાગ્યશાળી લક્ષણોવાળા હતા ગિજુભાઈ!

આ ગિજુભાઈની માતાનું નામ કાશીબા.

કાશીબા ખૂબ જ ધાર્મિક વૃત્તિનાં હતાં અને તેઓ ગિજુભાઈ પાસે ધાર્મિક પુસ્તકો વાંચતાં.

હવે ગિજુભાઈ મોટા થયા ત્યારે —

એમના જીવનની એમને વાતો યાદ હતી તે યાદ કરી કરીને એક પુસ્તિકા લખી.

આ પુસ્તિકાનું નામ "હજીય મને સાંભરે છે."

આ પુસ્તિકા એમણે સૌથી છેલ્લી લખી હતી.

(૨)

ગિજુભાઈ!

અને ગિજુભાઈનું બાળપણ!

એ[illegible] કરતાં કરતાં ગિજુભાઈ પાંચ વરસના થયા એટલે એમને નિશાળે બેસાડવામાં આવ્યા.

એ જમાનામાં નિશાળે બેસાડવાની પણ એક ખાસ વિધિ કરવામાં આવતી હતી.

ગિજુભાઈને એક લાંબું પહેરણ પહેરાવવામાં આવ્યું, સાથે ધોતી પણ પહેરાવવામાં આવી અને માથા ઉપર ભરત ભરેલી ટોપી પણ પહેરાવી.

નિશાળેથી બીજાં બાળકોને સરઘસ રૂપે લઈને શિક્ષક ગિજુભાઈને લેવા માટે આવ્યા.



એ વખતે ગિજુભાઈના કપાળમાં ચાંદલો કરવામાં આવ્યો, કપાળે ચોખા ચોડવામાં આવ્યા, હાથમાં નાળિયેર આપવામાં આવ્યું અને શિક્ષકે મોટા અવાજે પ્રાર્થના કરાવી :

"સરસ્વતી! સરસ્વતી, તું મોરી મા,
પહેર પટોળાં મહિયર જા,
સૂતાં ઊઠી વિદ્યા દે.
થાળ ભર્યો શગ મોતીડે."

આમ વિધિ કરી ગિજુભાઈને નિશાળે બેસાડવામાં આવ્યા.

બીજા વિદ્યાર્થીઓ સાથે ગિજુભાઈ નિશાળે ગયા.

અને પહેલે જ દિવસે નિશાળનો કરુણ અનુભવ એમને થઈ ગયો.

પ્રથમ, શિક્ષકે એમની પાટીમાં એકડો પાડી આપ્યો.

પછી વિદ્યાર્થીઓને શાંત કરવા માટે શિક્ષકે ટેબલ ઉપર જોરથી આંકણી પછાડી.

અને પછી ફરી આંકણી પછાડી, આંખ ફાડીને તેમણે એક ત્રાડ નાખી :

"ચૂપ... !"

શાળાના પહેલે જ દિવસે નિહાળેલા આવા અનુભવના જે પ્રત્યાઘાત પડયા તે એમના દિલમાં બરાબર લાગી ગયા.

અને....

એમણે જ્યારે અધ્યાપન મંદિર શરૂ કર્યું ત્યારે એમના શિષ્યોને આદેશ આપ્યો :

"મારા વિદ્યાર્થીઓને મારો આદેશ છે કે ઘોડાના તબેલા જેવી આ ધૂળિયા નિશાળોને જમીનદોસ્ત કરી નાખો. માર, બીક અને ધાકધમકીના આ બાલ-કતલખાનાના પાયામાં સુરંગ ચાંપો. એને નેસ્તનાબૂદ કરો."

આવી ધાકધમકીવાળી નિશાળમાં બાળ ગિજુભાઈ ભણે ખરા ?

થોડા વખતમાં જ તેઓ એ નિશાળમાંથી બહાર ફરવા ચાલ્યા જતા.

છતાં પણ તેઓ એક સારા વિદ્યાર્થી ગણાતા હતા.

એમની સાથે વલ્લભીપુરના ઠાકોરસાહેબ શ્રી ગંભીરસિંહજી ભણ્યા હતા. એમની ઉપર પણ ગિજુભાઈની છાપ ઘણી સારી હતી.

ગિજુભાઈ નાનપણથી જ ભણવામાં હોશિયાર હતા.

એમનો તરવરાટ નાનપણથી જ એવો હતો કે તેઓ લીધી વાત મૂકે નહિ.

ગિજુભાઈ રોજ સમયસર નિશાળે પહોંચી જતા. એકાદ કલાક તેઓ નિશાળમાં ભણતા અને પછી તેઓ નાશી છૂટતા.

નાસીને તેઓ વલ્લભીપુરનાં જૂનાં શિવાલયોમાં ચાલ્યા જતા અને ત્યાં જઈને વાંચવા બેસી જતા.

પરંતુ એમના દોસ્તો એમને વાંચવા દેતા નહિ.

એમને ઉઠાડીને ફરવા લઈ જતા.

(૩)

આ બધા તોફાની છોકરાઓએ એક ટોળી રચી હતી.



આ ટોળીનું નામ રખડુ ટોળી.

આ ટોળીના સરદાર ગિજુભાઈ.

ગિજુભાઈએ સાંભળ્યું કે નવરાત્રીના દિવસોમાં પોતાના ગામના સ્મશાનમાં ચોસઠ જોગણી અને બાવન વીર ગરબે રમવા આવે છે.

આ વાત સાંભળીને ગિજુભાઈ તો એમની ટોળીને લઈને રાત્રે ઊપડ્યા સ્મશાનમાં.

ત્યાં તો આવું કંઈ એમણે જોયું નહિ.

એમણે જોયું એક ઘોરખોદિયું.

આ સ્મશાનમાં એક દેવીભક્ત મહારાજ સાધના કરવા માટે આવ્યા હતા.

એ મહારાજનું નામ રેવાશંકર!

એ સ્મશાનમાં આવ્યા ત્યારે એમની પાસે એક તલવાર, એક લોટો, એક બકરું અને ભૂતને ખવડાવવા માટે લાવેલી ખીર અને પૂડલા હતા.

ગિજુભાઈએ વિચાર કર્યો કે આ મહારાજને બરાબર બનાવવા.

એમણે પોતાની ટોળીના છોકરાઓનાં શરીર ઉપરથી કપડાં કઢાવી નાખ્યાં.

શરીર ઉપર રાખ ચોપડાવી અને સૌને ભૂતડાં જેવા બનાવી દીધા

આ ટોળી "ખાઉં....ખાઉં...." કરતી મહારાજ તરફ દોડી.

મહારાજ તો એકદમ ગભરાઈ ગયા અને "મરી

ગયો રે..." કરતા નાઠા.

અને પોતાની સાથે લાવેલી બધી વસ્તુઓ પણ ત્યાં ભૂલી ગયા.

છોકરાઓએ સૌએ ભેગા મળીને ખીર અને પૂડલા ખાધા.

બકરાને છોડીને કાઢી મૂક્યું.

અને મહારાજની તલવાર તથા લોટો તેમણે સાથે લીધાં.

બીજે દિવસે સવારે આખા ગામમાં વાત ફેલાઈ ગઈ કે મહારાજને ભૂત વળગ્યું છે અને તેઓ અવાક થઈ ગયા છે.

સૌ મહારાજની ખબર કાઢવા ગયા.

પરંતુ મહારાજ બોલી શકતા ન હતા.

ગિજુભાઈને આ વાતની ખબર પડી.

એમને થયું કે જો મહારાજ વાતનો સાચો ભેદ નહિ જાણે તો તે બીકના માર્યા મરી જશે.

એ[illegible] એમણે ભેદ ખુલ્લો કરવાનું નક્કી કર્યું.

[illegible] પોતાની રખડુ ટોળી લઈને મહારાજ પાસે પહોંચી ગયા.

ત્યાં જઈને એમણે પૂછ્યું :

"મહારાજ! ઓળખો છો અમને બધાને? ગઈ કાલે રાતે અમે ભૂતડાં બન્યા હતા તે. લો આ તમારી તલવાર અને લોટો. બકરાને તો અમે રાતે જ તગડી મૂક્યું છે."



તલવાર અને લોટો જોઈ મહારાજને ખાત્રી થઈ ગઈ.

અને ત્યારે જ એમને શાંતિ થઈ.

આમ હરવાફરવામાં અને ધીંગામસ્તીમાં ગિજુભાઈનું બાળપણ વીતવા લાગ્યું.

જેવો એમને હરવાફરવાનો શોખ હતો એવો જ એમને સંગીત અને અભિનયનો શોખ હતો. તેઓ એક વખત કોઈ પાત્રનો વેશ જુવે એટલે તરત જ આબેહૂબ એની નકલ કરી શકે.

આમ પ્રાથમિક શાળાનો અભ્યાસ એમણે વલ્લભીપુરમાં પૂરો કર્યો અને માધ્યમિક શાળાનો અભ્યાસ કરવા માટે તેઓ ભાવનગર ગયા!

(૪)

ભાવનગર!

ભાવનગરમાં એમનું મોસાળ!

એમના મામાનું નામ હરગોવિંદ અજરામર પંડ્યા!

એમના મામા ભાવનગરના સ્ટેશન માસ્તર હતા.

ગિજુભાઈ ભાવનગરમાં એમના મામાને ત્યાં રહ્યા અને માધ્યમિક શિક્ષણ મેળવવા લાગ્યા.

ભાવનગરમાં જાણીતા સાક્ષર શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકનો પણ એમને પરિચય થયો.

ભાવનગરમાં રહીને મૅટ્રિકનો અભ્યાસ પૂરો કર્યો.

એ અરસામાં જ ગિજુભાઈનાં પ્રથમ પત્ની ગુજરી ગયાં. ગિજુભાઈને એમનાં આ પત્ની ઉપર ખૂબ જ સ્નેહ

હતો અને તેથી તેમના અવસાનથી તેમને ભારે આઘાત લાગ્યો હતો.

એમના મામા ભાવનગરના સ્ટેશન માસ્તર હતા અને તેથી સ્ટેશનની સામે એમનો બંગલો હતો.

એમાં તેઓ રહેતા હતા.

અને આ બંગલાની પાસે જ એક ધર્મશાળા હતી.

આ ધર્મશાળાના ઉપરના ભાગમાં એક ગાયિકા રહેતી હતી.

એ ગાયિકાનું નામ ચંદ્રપ્રભા.

ચંદ્રપ્રભા સુંદર ભજનો પણ ગાતી હતી અને આચરણની પણ સારી હતી એટલે સારા પ્રતિષ્ઠિત માણસો પણ તેને ઘેર જઈને ભજનો સાંભળવાનો સંકોચ રાખતા નહિ.

ગિજુભાઈ અને રામનારાયણ પાઠક પણ એમનાં ભજનો સાંભળતા અને તેથી એના સંગીતના સંસ્કારો એમની ઉપર ઘણા ઊંડા પડ્યા હતા.

ગિજુભાઈએ આમ માધ્યમિક શિક્ષણ પૂરું કર્યું અને કૉલેજમાં અભ્યાસ કરવા જોડાયા.

પ્રિવિયમની પરીક્ષા એમણે પાસ કરી અને તેઓ ઇન્ટરમાં આવ્યા.

એ વરસ દરમ્યાન ગિજુભાઈનાં ફરી લગ્ન થયાં.

એમના સસરાનું નામ શ્રી ભાઈશંકરભાઈ.

આ ભાઈશંકરભાઈ એ ગિજુભાઈના મામા હરગોવિંદભાઈના ગુરુ થતા હતા.

ગિજુભાઈનાં આ બીજાં પત્નીનું નામ જડીબહેન,



જ્યારે પ્રથમ પત્નીનું નામ હતું હરિબહેન!

આ જડીબહેન પણ ભણ્યાં હતાં.

ગિજુભાઈનું જડીબહેનની સાથેનું લગ્નજીવન ખૂબ સુખી હતું.

ઇન્ટરમાં તેઓ આવ્યા તો ખરા, પરંતુ આગળ અભ્યાસ કરી શકાય તેવી તેમની સ્થિતિ નહોતી. એમની ઇચ્છા તો વકીલ થવાની હતી પરંતુ માણસ ધારે છે કાંઈ અને ઇશ્વર કરે છે કાંઈ.

પરિસ્થિતિને કારણે એમણે કૉલેજ છોડી દીધી અને મુંબઈની એક પેઢીમાં તેઓ નોકરીએ રહ્યા.

પરંતુ ....

એ નોકરીમાં એમને ફાવ્યું નહિ એટલે થોડા વખતમાં જ તેઓએ એ નોકરી છોડી દીધી.

અને એમણે પરદેશ જઈ ખૂબ પૈસા કમાવાનો વિચાર કર્યો.

એમના એક મિત્ર આફ્રિકા ગયા હતા અને આફ્રિકા જઈને ખૂબ કમાયા હતા.

આથી એમને આફ્રિકા જવાનું મન થયું હતું.

આમ પરદેશ જવાનો નિર્ણય કરીને તેઓ મુંબઈ છોડી વલ્લભીપુર એમના પિતાની પાસે આવ્યા.

આવીને એમણે એમના પિતાને વાત કરી.

પરંતુ પુત્ર દૂર દેશાવર જાય એ એમના પિતાને ગમતું ન હતું.

છતાં પણ તેઓ એમ માનતા હતા કે એમનો પુત્ર

પોતાનો નિશ્ચય છોડે એમ ન હતું.

વળી એ જમાનામાં પરદેશની સફર આજના જેવી સરળ પણ ન હતી.

છતાં પણ એમણે ગિજુભાઈને આફ્રિકા જવાની પરવાનગી આપી અને આશીર્વાદ પણ આપ્યા.

ગિજુભાઈ આફ્રિકા જવા માટેની તૈયારી કરવા લાગ્યા અને આફ્રિકામાં નોકરી માટે સગાંસંબંધીઓ પાસેથી ભલામણ-ચિઠ્ઠીઓ મેળવવા લાગ્યા.

એમણે ચાર જોડી કોટ-પાટલૂન, ઊંટના ચામડાનાં બે જોડી બૂટ અને બીજો કેટલોક જરૂરી સામાન લઈને તેઓ પોરબંદર આવ્યા.

અને....

પોરબંદરથી આફ્રિકા જવા માટે ઊપડયા.

(૫)

સ્ટીમર ઊપડી! સ્ટીમરનું નામ હતું સોમાલી!

સ્ટીમરે પોરબંદરનો કિનારો છોડયો અને આફ્રિકા તરફ જવા માટે પૂર્વ દિશા તર[illegible] હંકારવા માંડયું.

આફ્રિકાનો રસ્તો કાંઈ એ[illegible]બે દિવસનો નહોતો, પૂરા ચૌદ દિવસનો દરિયાનો પ્રવાસ હતો.

ચૌદ દિવસ એમણે દરિયાને કિનારે વિતાવ્યા અને પંદરમે દિવસે આફ્રિકાને કિનારે પગ મૂકયો.

આફ્રિકાના મોમ્બાસા બંદરે તેઓ ઊતર્યા.

મોમ્બાસામાં એમના મામાના એક મિત્ર રહેતા હતા.

એમનું નામ શ્રી કેશવલાલ દ્વિવેદી!



તેઓ સીધા એમને ઘેર ગયા અને ત્યાં આગળ એમનું ભાવભીનું સ્વાગત કરવામાં આવ્યું.

ચાર-છ દિવસ તેઓ ત્યાં હર્યાફર્યા અને શહેર જોવામાં પસાર કર્યા.

પરંતુ....

તેઓ કંઈ અહીં હરવાફરવા નહોતા આવ્યા! તેઓ તો કમાવા માટે આવ્યા હતા.

અને કમાવા માટે એમની પાસે જે લાયકાત જોઈએ તે લાયકાત નહોતી.

કેશવલાલભાઈએ એમને પૂછયું :

"તમો અહીં આફ્રિકામાં શું કરવા માગો છો?"

ગિજુભાઈ કહે : "હું તો અહીં વેપાર કરવા માગું છું."

વેપાર કરવા માટે મૂડી જોઈએ તે એમની પાસે હતી નહિ. અઢીસો રૂપિયા લઈને તેઓ નીકળ્યા હતા તે તો મુસાફરી ખર્ચમાં વપરાઈ ગયા હતા.

મૂડી વગર વેપાર કેવી રીતે થઈ શકે?

એટલે ગિજુભાઈએ ખેતી કરવાનો વિચાર સમજાવ્યો, પરંતુ ખેતી કરવા માટેની અનુકૂળતા પણ તેઓની પાસે નહોતી.

અંતે એમણે નોકરી કરવા માટેનો વિચાર દર્શાવ્યો પણ એ માટે જરૂરી અનુભવ પણ એમની પાસે નહોતો. વળી, નોકરી કરવા માટેની આવડત પણ એમની પાસે નહોતી.

છતાં પણ એમણે નોકરીની શોધ કરવા માંડી!

વળી લાંબા સમય સુધી મહેમાન બનીને કોઈને ત્યાં રહેવાનું તથા કોઈને ભારે પડવાનું પણ એમને ગમતું નહિ.

આથી તેઓ કેશવલાલભાઈનું ઘર છોડીને એક વીશીમાં રહેવા માટે ગયા.

ત્યાર બાદ....

એક દિવસ તેઓ શ્રી કેશવલાલભાઈને ત્યાં ગયા. ત્યાર એમને એમના એક મુરબ્બીએ સારા સમાચાર આપ્યા.

દલાલ નામના એક વકીલને ત્યાં એમને નોકરી મળે તેમ હતી એટલે તેઓ એમને ત્યાં ગયા.

પગાર ઠરાવ્યા વગર તેઓ નોકરીમાં રહ્યા.

એમના કામથી એમને સંતોષ થયો એટલે પચાસ રૂપિયાને બદલે એમણે સાઠ રૂપિયા પગાર આપ્યો.

આ દલાલ વકીલની એક શાખા નાઈરોબીમાં હતી.

આ શાખા ગિમિ નામના એક પારસી વકીલ ચલાવતા હતા.

આ ગિમિ વકીલ સાથે ગિજુભાઈએ પાંચ મહિના કામ કર્યું અને ત્યાર પછી તેઓ કેન્યા સરકારના રજિસ્ટ્રેશન ખાતામાં જોડાયા.

ત્યાં એમને કેટલાક અંગ્રેજ મિત્રોનો પણ પરિચય થયો.

ગિજુભાઈએ આફ્રિકાનાં સંભારણાંનાં બે પુસ્તકો લખ્યાં :

એક "આફ્રિકા સાંભરે છે" અને બીજું "આફ્રિકાની સફરે." આ બન્ને પુસ્તકોમાં એમણે આફ્રિકાનાં સંસ્મરણો આલેખ્યાં છે.



નાઇરોબીમાં ગિજુભાઈ કેટલાક ગુજરાતીઓ સાથે એક જ મકાનમાં રહેતા. આ સૌ જુદા જુદા ધંધા અને નોકરી કરતા હતા. તેમની સાથે રહેવાનું તેમને ફાવતું નહોતું, છતાં પણ તેઓ દિવસ વિતાવતા હતા.

નાઇરોબી શહેર ઘણું સુંદર હતું.

આ શહેરમાં એમના જે મિત્રો હતા તેમાંના કેટલાક કારીગરો હતા તો કેટલાક સાહિત્યપ્રિય પણ હતા.

આથી એમણે કેટલાંક વર્ણનાત્મક કાવ્યો લખ્યાં. આ કાવ્યો વિક્ટોરિયા સરોવર, સીબીલ નામની આગબોટ, જંગબાર ટાપુ વગેરે ઉપર લખ્યાં હતાં. એમણે પ્રાર્થનાઓ પણ લખી હતી.

આમાંનાં કેટલાંક ગીતો–કાવ્યો 'વસંત' અને 'જ્ઞાનસુધા' માસિકમાં છપાયાં હતાં.

આ કાવ્યો પોતાના નામથી લખતા નહિ, પરંતુ 'વિનાયક' નામના તખલ્લુસથી લખતા હતા.

એવામાં ગિજુભાઈ જે નોકરી કરતા હતા તે લીવ વેકેન્સી હતી. એ જગ્યાનો મૂળ નોકરિયાત ભારતથી આવી ગયો એટલે એમને નોકરી છોડવી પડી.

સ્ટીવન્સન નામના એક અંગ્રેજ સૉલિસિટરને ત્યાં નોકરી ખાલી હતી. પરંતુ એમનો સ્વભાવ બહુ ખરાબ છે એવા સમાચાર તેમને મળ્યા.

છતાં તેઓ એમને ત્યાં માસિક પગાર રૂ. ૯૦થી રહ્યા. ગિજુભાઈ જ્યારે કોઈ કામ માટે જી. પી. સ્ટીવન્સનને કંઈ પૂછે ત્યારે તેઓ જવાબ આપે કે "તારું

ભેજું વાપર.”

અને ગિજુભાઈ પોતાનું ભેજું વાપરીને કામ પતાવતા.

થોડા દિવસ બાદ એક હિંદી બાઈ ત્યાં આગળ ગુજરી ગયાં.

આથી ગિજુભાઈને સ્મશાને જવું પડ્યું, એટલે ગિજુભાઈ સૉલિસિટરની ઑફિસમાં રજાની ચિઠ્ઠી નાખીને ચાલ્યા ગયા.

એટલે બીજે દિવસે સૉલિસિટર એમની ઉપર ચિડાયો.

સૉલિસિટર કહે: “રોજ રોજ જો તું સ્મશાને જઈશ તો પછી નોકરી કેવી રીતે કરીશ?”

ગિજુભાઈ કહે: “લોકો રોજ રોજ કંઈ મરતા નથી અને હું કંઈ રોજ રોજ સ્મશાને જ[illegible].”

આવા જવાબથી સૉલિસિટર ચિડાયો છતાં ચૂપ રહ્યો.

એ જ દિવસે ગિજુભાઈને એક બીજી નોકરી મળ્યાનો કાગળ આવ્યો.

ગિજુભાઈ સ્ટીવન્સન ઉપર ચિડાયેલા તો હતા જ!

એટલે એમણે સ્ટીવન્સને નોકરી છોડવાનો પોતાનો વિચાર જણાવ્યો.

સૉલિસિટરને લાગ્યું કે ગિજુભાઈને ખોટું લાગ્યું લાગે છે એટલે તે નોકરી છોડવા માગે છે.

આથી સૉલિસિટરે કહ્યું: “ગાંડો ન થતો! જો તને ૯૦/- રૂ. પગાર ઓછો પડતો હોય તો હવેથી હું તને ૧૧૯/- રૂ. પગાર આપીશ, બસ?”



આમ ગિજુભાઈને પગારમાં વધારો મળી ગયો અને ગિજુભાઈ ત્યાં ચાલુ રહ્યા.

આ ઑફિસમાં ગિજુભાઈને યુરોપિયનો, આરબો અને આફ્રિકાવાસીઓનો પરિચય ઘણા સારા પ્રમાણમાં થયો હતો.

પરંતુ એમને લાગ્યું કે નાણા વગર આફ્રિકામાં ધંધો કે ખેતી થશે નહિ, અને નોકરીમાં બહુ મોટી કમાણી થાય એવી આશા હતી નહિ.

એટલે ગિજુભાઈએ ભારત પાછા આવવાનો નિર્ણય કર્યો.

અને તેઓ ભારત આવ્યા.

(૬)

ગિજુભાઈ ભારત આવ્યા.

અને એમણે વકીલ થવાનો નિર્ણય કર્યો.

આ માટે તેઓ મુંબઈ આવ્યા. એક નિશાળમાં શિક્ષક તરીકે નોકરી સ્વીકારી. પરેલમાં એક ઓરડી રાખી સાકુટુંબ રહેવા માંડ્યું અને સવારમાં કાયદાના વર્ગ ભરવા લાગ્યા.

એક વર્ષમાં ગિજુભાઈ ડિસ્ટ્રિક્ટ પ્લીડર થયા અને વકીલાત શરૂ કરી. પરંતુ આવી નાની પદવીમાં એમને રસ હતો નહિ એટલે હાઈકોર્ટ પ્લીડરનો અભ્યાસ શરૂ કર્યો અને ત્રણ મહિનામાં તેઓ હાઈકોર્ટ પ્લીડર બની ગયા.

સુરેન્દ્રનગર આવીને તેમણે વકીલાત શરૂ કરી.

ધીમે ધીમે ગિજુભાઈની વકીલાત જામવા લાગી અને

શ્રી મણિલાલ કોઠારી, શ્રી અમૃતલાલ શેઠ અને શ્રી પોપટલાલ ચૂડગર જેવા એમને મિત્રો મળ્યા.

એવામાં ગિજુભાઈને ત્યાં ફેબ્રુઆરી ૧૯૧૩માં પ્રથમ પુત્ર નરેન્દ્રનો જન્મ થયો.

ગિજુભાઈ એનું લાલન-પાલન કરતા અને એના વિકાસ માટે તેઓ હંમેશાં ચિંતા કરતા.

એવામાં ઢસાના દરબાર શ્રી ગોપાળદાસ દેસાઈએ ગિજુભાઈની શિક્ષણની ધૂન જોઈને કહ્યું.

"તમારે જો બાલશિક્ષણ વિષે સમજવું હોય તો વસો જાવ, ત્યાં તમને મોતીભાઈ અમીન બધું બતાવશે, બધું સમજાવશે."

અને ગિજુભાઈ તો તરત ઊપડયા વસો.

ત્યાં એમને "મૉન્ટેસોરી શિક્ષણ પદ્ધતિ" વિષે ખૂબ ખૂબ જાણવા મળ્યું.

અને ગિજુભાઈને મૉન્ટેસોરી શિક્ષણ પદ્ધતિ ખૂબ ગમી ગઈ.

એવામાં ગિજુભાઈના મામા તરફથી સંદેશો આવ્યો કે એમણે દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન શરૂ કર્યું છે એમાં તમે આવી પહોંચો.

આ આમંત્રણથી ગિજુભાઈ ખૂબ ખુશ થયા.

અને સુરેન્દ્રનગરની વકીલાત છોડી ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં જોડાયા.

ઈ. સ. ૧૯૧૬ના નવેંબરની ૧૩મી તારીખે ગિજુભાઈ આ સંસ્થાના આજીવન સેવક બન્યા ત્યારે એમની



ઉંમર ૩૨ વર્ષની હતી.

શરૂઆતમાં ગિજુભાઈ તેના મદદનીશ ગૃહપતિ બન્યા હતા. ત્યાર પછી આ સંસ્થાનું વિનયમંદિર ખોલવામાં આવ્યું એટલે ગિજુભાઈ તેના આચાર્ય બન્યા.

આ વિનયમંદિરમાં ગિજુભાઈ નવી નીકળેલી "પ્રત્યક્ષ પદ્ધતિ"ના પ્રયોગો કરતા અને એની નોંધ એમના "દક્ષિણામૂર્તિ" નામના હસ્તલિખિતમાં રાખતા હતા.

આ અરસામાં હરભાઈ અને ગિરીશભાઈ પણ વિનયમંદિરમાં જોડાયા.

પછી એમણે બાલમંદિર સ્થાપવાનો નિર્ણય કર્યો.

બાલમંદિરની જવાબદારી ગિજુભાઈને સોંપી અને વિનયમંદિરની જવાબદારી હરભાઈને સોંપવામાં આવી.

આ બાલમંદિરની સ્થાપના ઑગસ્ટ ૧૯૨૦ના રોજ ભાવનગરમાં આવેલા કાળા ગરનાળા પાસે કરવામાં આવી. તેનું ઉદ્ઘાટન રમાબેન પટણીના શુભ હસ્તે કરવામાં આવ્યું.

પહેલે જ દિવસે લગભગ ૩૫ બાળકો આ બાલમંદિરમાં આવ્યાં.

બાલમંદિરમાં વિવિધ પ્રકારનાં રમકડાં પણ હતાં અને મૉન્ટેસોરી સાધનો પણ હતાં.

આ રમકડાં અને સાધનો ઉપર બાળકો તૂટી પડયાં અને લગભગ પાંચ મિનિટ સુધી તો ઘમસાણ મચાવ્યું. થોડી વારમાં તો આખા ઓરડામાં રમણભમણ અને ઘોંઘાટ મચી ગયો.

સૌ બાળકોનું સ્વાતંત્ર્ય જોઈને પરમ સંતોષ અનુ-

ભવતા હતા. અહા ! કેવી સ્વતંત્ર શાળા છે! છે કોઈ બાળકોને રોકનાર ? અહીં માર કે ભયનું તો નામ-નિશાન નહોતું. ધન્ય છે દક્ષિણામૂર્તિવાળાઓને કે જેમણે બાલસ્વાતંત્ર્યના પાયા નાખ્યા.

એ દિવસે એમ લાગ્યું કે જો બાળકોને આવી રીતે સ્વતંત્રતા આપવામાં આવશે. તો રમકડાંનો ભુક્કો બોલી જશે.

એટલે બીજે દિવસથી રમતની શરૂઆત કરી.

"છોકરાં રે.... હો રે..." વાળી રમત આદરી !

પછી "આવ રે કાગડા કઢી પીવા"ની રમત આદરી.

અને પછી બાળકોને રમકડાં આપવાને બદલે દટ્ટા-પેટીઓ આપી, ભૌમિતિક આકૃતિઓનાં ખાનાં આપ્યાં, મિનારો આપ્યો અને પહોળી સીડી પણ આપી.

પણ મોટા ભાગનાં બાળકોને આ ગમ્યું નહિ.

સૌ સૌની રીતે રમવા લાગ્યાં. કોઈ બંગલા બનાવવા લાગ્યાં તો કોઈને અક્ષર શીખવવાની શરૂઆત કરાવી.

પછી અક્ષરો શોધી લાવવાની રમત કાઢી. ' ' જેવો અક્ષર લાવો, 'ખ' જેવો અક્ષર લાવો. પણ પછી અક્ષરોનો ગોટાળો થવા લાગ્યો અને રમત બંધ પડી ગઈ.

સાત ટોપલીઆ દાવની રમત રમાડી, એમાંય સૌને દોડાદોડી કરાવી.

નાનાં બાળકો હતાં એમને ગેડીદડા રમવા આપ્યા.

એમણે ગેડીદડાની રમત ખૂબ ચગાવી. આ રમતમાં બાળકોને ખૂબ શ્રમ પડયો અને પરસેવો ઊતરવા લાગ્યો.

એવામાં સાંજ પડવા આવી અને જવાનો સમય થયો.



સૌ બાળકો "ગિજુભાઈ, જે જે" કરતાં ચાલ્યાં ગયાં.

અને મોટરગાડી એમને લઈ ગઈ.

આમ ને આમ ત્રણ મહિના વીતી ગયા અને સંખ્યા એટલી બધી વધી ગઈ કે ગિજુભાઈને બીજા બે મદદનીશો રાખવા પડ્યા.

આ ઉપરાંત વજી નામની સેવિકા તો ખરી જ !

(૭)

હવે ગિજુભાઈને લાગવા માંડયું કે બાલમંદિરને અનુરૂપ એવું સ્વતંત્ર અને સારું મકાન હોય તો ઘણું સારું.

અને....

આ માટે પણ એમને એક દાનવીર મળી ગયા. શ્રી હીરાલાલ અમૃતલાલ શાહ નામના એક શેઠે બાલમંદિરનું મકાન બાંધવા માટે રૂ. ૨૦,૦૦૦ નું દાન આપ્યું.

અને આ રકમમાંથી એમણે તખ્તેશ્વર મહાદેવની ટેકરીની સામે બીજી એક ટેકરી ઉપર મકાન બંધાવ્યું.

આ નવા મકાનમાં આવ્યા પછી એમણે 'બાલમંદિર' નામ આપ્યું જેનું નામ અત્યાર સુધી 'બાલશાળા' હતું.

આ નવા મકાનનું ઉદ્ઘાટન કસ્તૂરબા ગાંધીએ તા. ૪-૫-૧૯૨૨ના રોજ કર્યું હતું.

આ નવા બાલમંદિર માટે ગિજુભાઈએ એક બાળગીત પણ લખ્યું છે :

બાલમંદિરિયું, બાલમંદિરિયું,
અમારું સુંદર સોહાય,
વ્હાલું મારું બાલમંદિરિયું !

ટેકરીને શિખરે મંદિર અમારું,
દેશની જાણે ધજાય,
સવારે સૂરજ સોનલાં રે વેરતા
સાંજે ગુલાલ ઢોળી જાય—વહાલું૦

ગિજુભાઈનું બાલમંદિર ખૂબ ઝડપથી વિકાસ પામતું ગયું અને એમાં નવા નવા બાળશિક્ષકો તાલીમ લેતા ગયા.

ગિજુભાઈએ સૌને તાલીમ આપીને તૈયાર કર્યા.

પરંતુ આ બધાંમાં જો સૌથી મહત્ત્વનાં કોઈ હોય તો તે હતાં તારાબેન મોડક!

તારાબેન મોડક બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજનાં આચાર્યા હતાં. પરંતુ એમને બાળકોની કેળવણીમાં રસ જાગ્યો અને તેઓએ ગિજુભાઈ પાસે બાલમંદિર માટેની તાલીમ લીધી.

ત્યાર પછી તો આ ઉપરાંત બીજાં પણ બાલમંદિરો શરૂ થયાં અને નાનાં બાળકો ભણતાં થયાં.

પરંતુ....

બાળકો માટે વાંચવા જેવું કોઈ બાળસાહિત્ય હતું નહિ એટલે કેટલાક એનો પણ વિચાર કરવા લાગ્યા.

એવામાં ઈ. સ. ૧૯૨૫માં શ્રી સરલાદેવી સારાભાઈના પ્રમુખપદે સૌ પ્રથમ મોન્ટેસોરી સંમેલન ભાવનગરમાં દક્ષિણામૂર્તિ બાળમંદિરમાં ભરાયું.

આ સંમેલનમાં બાળશિક્ષણ સંઘની સ્થાપના થઈ અને એના મુખપત્ર તરીકે "શિક્ષણ પત્રિકા" શરૂ થઈ.

એના તંત્રીઓ હતાં ગિજુભાઈ અને તારાબહેન!



"શિક્ષણપત્રિકા"ના કામની સાથે સાથે એમને એમ પણ લાગવા માંડ્યું કે બાલસાહિત્યનો પણ વિકાસ થવો જોઈએ.

એટલે એમણે એક પ્રકાશન મંદિર ખોલ્યું.

અને બાલસાહિત્યનો એમણે આરંભ કર્યો.

એમણે સૌ પ્રથમ 'ચાલણગાડી' પ્રગટ કરી.

આ "ચાલણગાડી"ની રચનામાં શ્રી ગિજુભાઈને [illegible]ભાઈનો સહકાર મળ્યો.

ત્યાર બાદ....

એમણે બીજાં પણ કેટલાંક બાલસાહિત્યનાં પુસ્તકો તૈયાર કર્યાં અને પ્રગટ પણ કર્યાં.

આ પુસ્તકોમાં 'મોટી બહેન', 'સુંદર પાઠો', 'ભેરુ', '[illegible]' વગેરેનો સમાવેશ થતો હતો.

અને પછી...

એમને વિચાર આવ્યો કે આમ છૂટીછવાઈ પુસ્તિકાઓ [illegible] એના કરતાં વ્યવસ્થિત ગ્રંથમાળા શરૂ કરી હોય તો વધારે સારું.

અને ગિજુભાઈએ આવી ગ્રંથમાળાઓ શરૂ કરવાનું આયોજન કર્યું.

ગિજુભાઈની આ પ્રવૃત્તિ કાકાસાહેબ કાલેલકરને એટલી બધી ગમી ગઈ કે એમણે ગિજુભાઈને "બાલસાહિત્યના બ્રહ્મા"નું બિરુદ આપ્યું.

(૮)

બાળસાહિત્ય વિષે ગિજુભાઈના વિચારો આવા હતા :

"બાલવાચનમાં મોટાઓના સાહિત્યના બધા ગુણો હોઈ શકે છે અને હોવા જોઈએ. માત્ર કક્ષાફેર હોય, વસ્તુફેર હોય, ભાષાફેર હોય પણ તે સાહિત્ય તો હોય જ! તેમાં શૈલીની મનોરમતા હોય, ભાષાની ઝમક હોય, સમૃદ્ધિ હોય, કલાવિધાન હોય, બાલસાહિત્યમાં ભાષાની કોમળતા હોય ને ગૌરવ પણ હોય, ભાષાનું રમઝમતું સંગીત પણ હોય ને વિચારની સૂક્ષ્મ ઝીણવટ પણ હોય, હૃદયને ડોલાવે તેવું ડોલન હોય તો વધારે સુંદર તોલન પણ હોય!"

"બાળક રસપૂર્વક વાંચે, ફરી ફરીને વાંચે એટલું જ અમારે માટે બસ છે. વાચનમાં એને માટે કંઈ પણ બોધ રહેલો હશે તો તે તેનામાં આરપાર ઊતરી જ જશે, ને તેને માટે તેમાં કંઈ નહિ હોય તો આપણા કહેવાથી તે તેમાંથી કંઈ પણ બોધ લઈ શકવાનું નથી. અંદરથી જેની જે જે જરૂરિયાત હોય, જેની જેટલી તૈયારી હોય તે તે પ્રમાણે મનુષ્યને સાહિત્ય સ્પર્શે છે. ગ્રહણ કરવાની સ્થિતિમાં હોય એવું માનસ ગ્રહણ કરવાનું તમે ન કહો તોપણ પકડી લે છે, ને એવી સ્થિતિમાં ન આવેલાને ગમે તેટલું કહો તોપણ ઊંધા ઘડા ઉપર પાણી રેડવા જેવું છે."

આમ....

ગિજુભાઈએ વિપુલ પ્રમાણમાં બાલસાહિત્યનું સર્જન કર્યું છે.

એ ઉપરાંત....

એમણે શિક્ષણશાસ્ત્રનું પણ ઘણું સાહિત્ય તૈયાર



કર્યું છે. આ સાહિત્યમાં નીચેનાં પુસ્તકોનો સમાવેશ થાય છે :

"બાલશિક્ષણ મને સમજાયું તેમ —", "વાર્તાનું શાસ્ત્ર" અને "કલાકારીગીરીનું શિક્ષણ."

આ પુસ્તકો ઉપરાંત બીજાં પણ પુસ્તકો એમણે ઘણાં લખ્યાં છે.

ત્યાર બાદ...

ઈ. સ. ૧૯૨૮માં બીજું મૉન્ટેસોરી સંમેલન અમદાવાદમાં શારદામંદિરમાં મળ્યું હતું.

આ સંમેલનના પ્રમુખ હતા શ્રી ગિજુભાઈ!

પ્રમુખસ્થાનેથી ગિજુભાઈએ કહ્યું હતું :

"આપણે મૉન્ટેસોરી પ્રયોગશાળા ઊભી કરવી પડશે જ; અને તે આપણી આબોહવામાં જ! આપણાં જ બાળકોને આપણે શાસ્ત્રીય દૃષ્ટિથી અવલોકી તેના આંકડાઓ ઉપર આપણા દેશના બાલમાનસના અભ્યાસને આપણે ચલાવવો જોઈએ. સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિનું વાતાવરણ આપણે ત્યાં પણ હોય. શાસ્ત્રીય શોધ માટે સત્યનિષ્ઠા, તાટસ્થ્ય, મતાગ્રહનો અભાવ, તેમ જ સમાજ, રૂઢિધર્મચુસ્તપણું વગેરેમાંથી મુક્તિ જોઈએ. અને છતાં બાલવિકાસને આપનારાં અને સાથે સાથે વિકાસના સાધનરૂપ એવાં સર્વ સાધનોનું અનિવાર્ય સ્થાન આ પ્રયોગશાળા માગશે."

"આ પ્રયોગશાળા ધર્મનો, જાતિનો કે દેશનો તફાવત સ્વીકારી શકશે નહિ. હિંદુસ્તાનનાં બાળકો આજની ઘડીએ શરીર અને મનથી ક્યાં છે અને આગળ એક પગલું શામાં છે તેની ખોજ આ પ્રયોગશાળા હિંદુસ્તાનને માટે

જ કરશે અને સ્પેન જેમ પોતાને માટે, સ્વીટ્ઝર્લૅન્ડ પોતાને માટે અને આયર્લૅન્ડ પોતાને માટે મૉન્ટેસોરી પદ્ધતિનો સાચો અર્થ કરે છે તે જ અર્થ હિંદુસ્તાન પણ કરશે."

"આપણે આવી પ્રયોગભૂમિ સ્થળે સ્થળે સ્થાપીએ નહિ ત્યાં સુધી આપણું કામ મંદ છે."

જો કે ગિજુભાઈની બાલમંદિરોની પ્રવૃત્તિ સારી ચાલતી હતી પરંતુ તે માત્ર શહેરોમાં જ ચાલતી હતી.

બધાં બાલમંદિરો શહેરોમાં જ સ્થપાતાં હતાં પરંતુ ગામડાંમાં બાલમંદિરો સ્થપાતાં ન હતાં.

ગિજુભાઈને લાગ્યું કે આપણો દેશ તો ગામડાંઓનો છે માટે ગામડાંઓમાં પણ બાલમંદિરો સ્થપાવાં જોઈએ.

આથી...

જુગતરામભાઈએ પોતાના બોરડીના આશ્રમમાં 'બાલવાડી'ની સ્થાપના કરી.

સાથે સાથે ગિજુભાઈએ 'ગ્રામ અધ્યાપન મંદિર'ની યોજના પણ કરી હતી.

ગામડાંના શિક્ષણ માટે આ રહ્યા ગિજુભાઈના શબ્દો :

"આપણે એટલે ગામડાંઓ, અને ગામડાંના શિક્ષણનો ઉકેલ એટલે રાષ્ટ્રના જીવનનો ઉકેલ. બાલજીવનના પ્રશ્નો ઉકેલવા આપણે મૉન્ટેસોરીને પણ ત્યાં લઈ જઈએ. સ્વાશ્રય અને સ્વાધીનતા એ મૉન્ટેસોરી પદ્ધતિના પ્રાણ છે. એ વસ્તુ એમાં ન હોત તો આપણને એનો કશો ખપ ન પડત."



"પણ ગામડું આજે શ્રમનું જીવન માગે છે. એદી જીવન, પરાવલંબી જીવન, એ જ આજે આપણા જીવનની મોટી બદી છે. ગામડું એટલા માટે લૂંટાય છે કે તે અજ્ઞાનમાં છે, વહેમના અંધકારમાં છે, બુદ્ધિની જાડાઈમાં છે, અને તેથી સૌથી વધારે ગામડું ભયમાં છે... એ ગામડા માટે આપણને મૉન્ટેસોરી પદ્ધતિ ફેંકી દેવા જેવી લાગત જો તે નિર્ભયતાની કેળવણી આપનારી ન હોત, સ્વાશ્રયી બનનારી ન હોત, નિર્મળ જ્ઞાનદાતા ન હોત અને ગુલામીમાંથી મુક્તિ આપનારી ન હોત !"

એવામાં.......

ઈ સ. ૧૯૩૦માં દેશવ્યાપી સ્વાતંત્ર્ય સંગ્રામ જાગ્યો.

એમાં ગિજુભાઈએ પણ પોતાની વિશિષ્ટ પદ્ધતિથી ભાગ લીધો.

સ્વાતંત્ર્ય સંગ્રામને લીધે હિજરત કરી આવેલાં ખેડૂતોનાં બાળકો વચ્ચે જઈ બાળકોને વાર્તા કહેવાનું, ગીતો ગવડાવવાનું અને એ રીતે શિક્ષણ આપવાનું કાર્ય કર્યું.

આ કામમાં ગિજુભાઈએ મોંઘીબેનનો સહકાર લીધો હતો.

ગિજુભાઈએ બાલમંદિરો ઉપરાંત શિક્ષકોને તાલીમ આપવા માટે અધ્યાપન મંદિરો પણ શરૂ કર્યાં હતાં.

હવે....

ગિજુભાઈની ઉંમર થઈ હતી.

એમણે શરીર પાસેથી ખૂબ કામ લીધું હતું અને પરિણામે એમને દમનો રોગ થયો હતો.

એમને ફરજિયાત આરામ લેવાની જરૂર પડી!

આવો આરામ લેવા માટે એમને પંચગની જવું પડ્યું.

આ દમનો રોગ સખત હતો છતાં પણ તેઓ પંચગનીમાં બેઠાં બેઠાં દક્ષિણામૂર્તિ બાલમંદિરનાં બાળકોને પત્રો લખતા હતા.

આ પત્રો જ એક સાહિત્ય હતું અને એમાંથી 'ટેકરીની વનસ્પતિ', 'આંગણાનાં પક્ષીઓ' અને 'સુશીલાને પત્રો' વગેરે પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં છે.

એવામાં ગિજુભાઈની તબિયત કંઈક સુધરી અને તેઓ ભાવનગર પાછા આવ્યા.

ભાવનગર આવીને ફરી પાછું એમણે અધ્યાપન મંદિર શરૂ કર્યું.

ઈ. સ. ૧૯૩૬માં કરાંચીમાં બાલકન-જી-બારીનું સંમેલન ભરાયું એના પ્રમુખપદે ગિજુભાઈ હતા.

અહીં કરાંચી આવ્યા ત્યારે ગિજુભાઈએ ગધેડા ઉપર પણ સવારી કરી હતી.

ગધેડું એ ગિજુભાઈનું પ્રિય પ્રાણી હતું. એમણે ગધેડા વિષે પણ એક પુસ્તક લખ્યું છે. તેઓ ગધેડા વિષે કહેતા હતા કે—

"ઓછામાં ઓછું ખાઈને વધુમાં વધુ કામ આપનાર પ્રાણીની આટલી અવગણના કરીને સમાજે તેને અન્યાય કર્યો છે, તેથી હું તેનો વકીલ બન્યો છું."



ઈ. સ. ૧૯૩૭માં અમદાવાદ મુકામે એક સમારંભ યોજી ગિજુભાઈને એક સન્માન થેલી અર્પણ કરવામાં આવી. આ થેલીમાં અગિયાર હજાર રૂપિયા હતા.

હજી ગિજુભાઈને બીજા બે વિચારો અમલમાં મૂકવાના હતા: એક બાળકોની વિદ્યાપીઠ સ્થાપવાનું અને બીજું બાળકો માટેના જ્ઞાનકોષનું.

પરંતુ...

ગિજુભાઈનાં આ બન્ને સ્વપ્નો અધૂરાં રહ્યાં.

ઈ. સ. ૧૯૩૭માં ગિજુભાઈ ગંભીર માંદગીમાં સપડાયા.

આ માંદગીની સારવાર માટે તેમને રાજકોટ લઈ જવામાં આવ્યા પરંતુ એમની તબિયત સુધરી નહિ.

આથી તેમને મુંબઈ લઈ જવામાં આવ્યા.

મુંબઈ ટ્રેઈનમાં જવા માટે એમની શક્તિ નહોતી એટલે એમને પ્લેનમાં મુંબઈ લઈ જવામાં આવ્યા.

મુંબઈ તબિયત ન સુધરી એટલે એમને દેવલાલી લઈ જવામાં આવ્યા.

ત્યાં પણ તબિયત ન સુધરી એટલે પંચગની લઈ જવામાં આવ્યા.

ત્યાં આગળ શરૂઆતમાં થોડો ફેર જણાવા લાગ્યો એટલે સૌએ રાહત અનુભવવા લાગી.

પરંતુ ખરેખર રોગ ઓછો થયો ન હતો, આથી રોગે ફરી ઊથલો માર્યો.

એટલે એમને સારવાર માટે મુંબઈ લાવવામાં આવ્યા.

પરંતુ રોગ વધતો ચાલ્યો.

ગિજુભાઈની માંદગીના સમાચાર ગાંધીજીને મળ્યા એટલે એમણે કસ્તૂરબાને એમની તબિયત જોવા મોકલ્યાં.

પરંતુ...

ગિજુભાઈ આ માંદગીમાંથી બેઠા થઈ શક્યા નહિ.

ઈ. સ. ૧૯૩૯ના જૂનની ૨૩મી તારીખે ગિજુભાઈ અવસાન પામ્યા !

ધન્ય છે ગિજુભાઈની બાલશિક્ષણની સેવાને !

ધન્ય છે ગિજુભાઈના બાલસાહિત્યને !

